# બલિદાન

: એક નાટિકા :

ઝવેરચંદ મેઘાણી.



: પ્રકાશક :

ધી ન્યુ ઇરા સ્કુલ, મુંબઈ ૭.

૮ : ૯ : ૩૧.

# આભાર.

[redacted] શ્રી મેઘાણીને ગમારી શાળાનું કોઇ બાળક ભાગ્યેજ ઓળખ્યા વગર રહી શકયું છે. બાલિકાઓએ આ ન્હાની નાટિકા રંગભૂમિપર ભજવવાની ઇચ્છા બતાવી. શ્રી૦ મેઘાણીભાઇએ તુરતજ એ નાટિકા પ્રગટ કરવાની રજા આપી અમને આભારી કર્યા છે. આવીજ બીજી અનેક નાટિકાઓ ભાઇબ્હેનોને મળો એવી મહેચ્છા.

મગનલાલ વ્યાસ,
પ્રિન્સિપાલ

ન્યુ ઇરા સ્કુલ:



# નિવેદન.

નાટિકા અથવા સંવાદનું સાહિત્ય-ક્ષેત્ર મારે માટે તદ્દન નવુંજ છે. બ્હેનોની પ્રેમલ હઠને અધીન બની આ નાટિકા મેં લખી છે. આવી કૃતિને ઉચ્ચ સાહિત્યની તુલામાં તોળવા ન બેસવા મિત્રોને મારી વિનતિ છે.

કન્યાઓ માટેના ભજવવા લાયક, કલાત્મક તેમજ ઉચ્ચગામી નાટ્યસાહિત્યની અત્યારે પ્રવર્તતી દરિદ્રતાનો પ્રશ્ન ઘણાના મનમાં વલોવાઇ રહયો છે. સંવાદો ભજવવાની તીવ્ર ભૂખ કન્યાઓમાં જાગી ઉઠી છે. શિક્ષણ સાહિત્યમાં નાટ્યસાહિત્યની મહત્તા અજાણી નથી; એટલે સામાજીક ઘટનાઓને સ્પર્શતું આવું નાટયસાહિત્ય લખી લખાવી પ્રસંગોપાત પ્રકટ કરવાની ફરજ ઘણાને દિલે વસી છે, તેનુંજ આ પરિણામ છે.

ભાવનગર:

ઝવેરચંદ મેઘાણી.

# બલિદાન.

---

## પ્રવેશ ૧ લો.

[ નગરના જાહેર બગીચાને એક ખુણે કસરતનો અખાડો : આજુબાજુનાં બે ઝાડને થડ પવનકુમાર હનુમાનજતિનું ને હંસવાહિની સરસ્વતી દેવીનું, એમ બે ચિત્રો : નગરની જગબત્રીસીએ ચડેલી સ્વયંસેવિકા યશોધરા પોતાના બન્ને હાથની આંગળીએ પોતાનાં બે નાનાં ભાઇ બ્હેનને વળગાડીને એ સ્થળે આવે છે. આવતાં આવતાં રસ્તે વાર્તા ચાલે છે. ]

ગદાધરઃ—[ નાનો ભાઇ, જેના હાથમાં એક બંદુકડી છે ] પછી શું થયું બ્હેન ?

યશોધરાઃ—પછી ભરકચેરીમાં દુર્યોધને દ્રૌપદીને કહ્યું કે ' આવ મારા ખોળામાં બેસ. "

માલતીઃ—[ નાની બ્હેન, જેના હાથમાં ભાલો છે ] હાં, એવું કહ્યું ?

યશોધરાઃ—હા, અને દ્રૌપદીજીએ શું જવાબ દીધો ? જાણો છો ?

ગદાધરઃ—શું દીધો ?

યશોધરાઃ—જવાબ દીધો કે તારા ખોળામાં તો મારા સ્વામી ભીમની ગદા બેસશે.

માલતીઃ—એટલે શું ?

યશોધરાઃ—એટલે બીજું શું ? કુરૂક્ષેત્રના યુદ્ધમાં ભીમે બરાબર દુર્યોધનના ખોળામાંજ ગદાઓ મારી મારીને એ પાપીના પ્રાણ લીધા.

ગદાધરઃ—શાબાસ દોસ ભીમ ! તારી ગદા જો મારા હાથમાં હોત તો હું પણ પેલા પઠાણની કેડય ભાંગી નાખત.

યશોધરાઃ—શા માટે ?

ગદાધરઃ—એ રોજ સાંજે એની ગાડીમાં બેસી નદીકાંઠે માલતી બ્હેન પાણી ભરે છે ત્યાં ઉભો રહે છે. એકવાર તો એ પાપીની ગાડી આડી પડી, તે રમા મારી અને વસુ કાકીનાં બેડાં ફૂટ્યાં. પણ હું શું કરૂં ? મારી કને ગદા નથી ને ?

યશોધરાઃ—પણ ભાઈ, પહેલાં ગદા ઉપાડવા જેવો તો થા ! જોયું આ ચિત્ર ?

ગદાધરઃ—કોનું ?

યશોધરાઃ—હનુમાન જતિનું—

માલતીઃ—દરિયો તરીને સીતાજીને શોધી આવ્યા એજ હનુમાન જતિ ને ?

યશોધરાઃ—હા, અને માલતી, જો આ સરસ્વતી માતાઃ દુનિયાના લોકોને વિદ્યા આપવી હતી તે અખંડ કુમારિકા રહ્યાં છે. હજુ નવી નવી વિદ્યા દેતાંજ જાય છે. થાકતાંજ નથી. ઘરડાં થતાંજ નથી. સદાય બાલુડે વેશે.

માલતીઃ—એવાં થવું તો મનેય ગમે.

ગદાધરઃ—ને મને તો હનુમાનજી જેવા થવું ગમે.

યશોધરાઃ—એમ ? તો ચાલો, બન્ને જણાં ઘીના દીવા કરી, આ ચિત્રો સામે વ્રત કરો જોઉં !

[ ત્રણે ભાંડરડાં આરતીનાં ધૂપદીપ અને ફુલોની તજવીજ કરે છે, એ વખતે બે પરણેલી પુરનારીઓ એક ખુણેથી દાખલ થાય છે, અને છુપી છુપી અંગળી ચીંધી વાતો કરે છે. ]

વજકુંવરઃ—આને ઓળખી હેમી ?

હેમકુંવરઃ—કોણ છે ?

વજઃ—પેલી જસુડી, બરાબર માંડવા નીચે જેના મીંઢળ છુટ્યા'તા.

હેમઃ—અરે હા, પેલી વરમાળા તોડીને ભાગી હતી એ ને ? એ બહુ ભણેલી ને ?

વજઃ—ના, ના. વરમાળા તોડવાની વાત તો જૂઠી છે, અને એ

બિચારી તો કાંઇ બહુ ભણેલી ગણેલીએ નથી. ગાયના ઉપલા દાંત જેવી છે.

હેમઃ—ત્યારે શું થયું'તું ?

વજઃ—થયું તો એમ કે એનાં માબાપ ગુજરી ગયા છે. એના કાકા-મામા એની મિલ્કતના ટ્રસ્ટી મુવા છે. કાકામામાને જોઇતા'તા રૂપિયા, એટલે તેઓએ જસુને માટે એક અભણ રોગિયો વર ગોત્યો. જસુએ મહાજનને ત્રણવાર અરજી કરી, પણ એનાં કાકા-મામાએ અરજીઓ પહોંચવા જ ન દીધી. જસુને ઓરડામાં પૂરી રાખી. કહ્યું કે બહુ બોલીશ તો જીવતી સળગાવી દેશું. ગરીબ જસુ ગાય દોરાય તેમ દોરાઇને માંડવે પરણવા બેઠી. તે વખતે મહાજને એને રડતી સાંભળી. મહાજનના જુવાનિયા સહુ ઉભા થઈ ગયા. બોલ્યા કે જો જસુને જોરાવરીથી પરણાવશો તો ખૂનો થઇ જશે.

હેમઃ—અરે વાહ રે ! મહાજનમાં આવડી દયા ક્યાંથી આવી ગઇ ? પછી ?

વજઃ—પછી જસુને કહ્યું કે 'ઉઠ બ્હેન ! તું અમારી દીકરી છો ' અને જસુ વરરાજાને 'ભાઇ' કહીને મહાજનની સાથે ચાલી નીકળી.

હેમઃ—અને વરે તોફાન ન કર્યું ?

વજઃ—ના. એને તો મહાજને સારી પેઠે સંભળાવ્યું. અને એણે પણ જસુને 'બ્હેન' કહી કાપડું કર્યું. બહુ પસ્તાયો !

હેમઃ—અને જસુના કાકામામા શું બોલ્યા ?

વજઃ—એ રોયાઓને તો દયાનો છાંટોય ન મળે. એણે જસુને પહેર્યે લુગડે કાઢીઃ એને ગને એના આ બે નાનાં ભાઇ બ્હેનને.

હેમઃ—હવે પેટ શી રીતે ભરે છે ?

વજઃ—દડીઆ વાળીને, છાયલાં છાપીને, અગરબત્તી વણીને.

[ પૂજનની સામગ્રી તૈયાર થઇ રહે છે અને યશોધરા પોતાનાં ભાઇ બ્હેન સમેત નીચેનું ગીત ગાતી ગાતી ભગવાન મારૂતિની આરતી ઉતારે છે.]

જય મારૂતિ મહાવીર, હર્ષ વડે સ્તવીએ,
આપ એક વજ્રાંગ, જઈ પહોંચ્યા રવિએ;
જય વીર મહાવીર !...૧

શ્રીકૃષ્ણે તો ગિરિવર, આંગળી પર ધરિયો;
આપ તો ગિરિવર લઈ વળી, કૂદી ગયા દરિયો;
જય વીર મહાવીર !....૨

રામકૃષ્ણ શિર ઉપર, રથમાં ધ્વજ માંહિ,
આપ રહ્યા તેમ રહેજો, આ અમ ભુજમાંહિ;
જય વીર મહાવીર !...૩

અમર વેલીના જ્ઞાતા, બટુક બ્રહ્મચારી,
આપનું બધું બળ ગ્રહેવા, કરજો અધિકારી;
જય વીર મહાવીર !...૪

આપ હૃદયમાં રામ, પ્રેમ અખંડ રમે,
ઉભય આપ તનમનમાં, રહો કહી સર્વ નમે:
જય વીર મહાવીર !...૫

[ આરતી પૂરી થયે તેઓ એક પત્થર પર બેસે છે. અને યશોધરા ભાઇ બેનને નાની બંદુક વતી એક ઝાડ પરનું નિશાન તાકતાં શીખવે છે ]

યશો:—[ ભાઇને બતાવે છે ] જો ગદુ ! બંદુક આમ ઝલાય. નીકર ખભાને ધક્કો લાગે અને નિશાન ચૂકી જવાય.

[ ગદાધર નિશાનને સ્થિર દૃષ્ટિએ તાકવા મથે છે. ]

હેમ:—ઓ મારા બાપ ! આ વળી ક્યાંથી શીખી ? બૈરાની જાતથી આવું થાય ?

વજ:—આજકાલ તો ન થાય એટલું ઓછું છે !

હેમ:—પણ એ શીખી ક્યાંથી ?

વજ:—એના બાપ સુરનગરમાં કારભારી હતા. ત્યાંની રાજકુંવરીઓ જંગલમાં જઇને ઓઝલ કાઢી નાખી પછી ઘોડેસવારી ને નિશાનબાજી શીખતી. જસુ પણ ત્યાં સાથે જતી.

હેમ:—તે હવે આ શું લઇને બેઠી છે ?

વજ:—ભાઈ બ્હેનને ઉછેરવાનું લઇને.

હેમ:—પણ આખો જન્મારો આમ જાશે ખરો ?

વજ:—એ કહે છે કે સ્ત્રીઓને માથે દુ:ખના ડુંગરા ચડ્યા છે, તે ઉતારવા હું મથ્યા કરીશ.

હેમઃ—અરેરે માડી ! કોણ જાણે શું ય થવું બેઠું છે ! સ્ત્રી બાપડી મથી મથીને કેટલું મથશે ? અજવાળી તોયે રાત ને ?

[ એ સમયે નળખાતાનો પટાવાળો ખભે ચપરાસ અને હાથમાં લાકડી લઈને હાકોટા કરતો આવે છે. ]

પટાવાળોઃ—ચાલો ! ચાલો ! જલ્દી કરો ! ટાંકી બંધ કરી દેવી છે. ચાલો નીકળો, નીકર બેડાં લઈ લઉં છું.

વજઃ—ઓય બાપ ! વાતવાતમાં ખબરજ ન રહી ! દોડો, દોડો બ્હેન, નીકર પાણી વિનાનાં રહી જશું. અને આ મારા રોયા જમદૂતને તો દયા જ નહિ આવે, હાલો.

[ બંને જણીઓ બેડાં લઈને દોડી જાય છે અને તુર્તજ બે પનિયારીઓ લડતી લડતી બહાર નીકળે છે. ]

બ્રાહ્મણીઃ—તે કાંઈ તારા બાપનો નળ છે ?

કણબણઃ—હવે બેસ બેસ બાપ વાળી ! હમણાં જમાદારને બોલાવીશ તો બેડું ય આંચકી જાશે. ખબર છે ? એને અમે પૈસા દઈએ છીએ.

બ્રાહ્મણીઃ—એટલે એક તો નળે મારો વારો જ ન આવવા દેવો, ને ઉપર જાતું બેડું આંચકવું ?

કણબણઃ—વારો બારો વળી શાનો ? બળુકી હોય ઇ ભરી લ્યે. તારા સારૂ નળ કાંઈ રાત બધી બેઠો નહિ રહે.

બ્રાહ્મણીઃ—એટલે તું આડી પડીને આઠ આઠ બેડાં ભરી લઈશ, અને મારે અહિંઆ ટીપું પાણી વિના દા'ડો આથમશે, એમને ? અરે ભુંડી ! મારે ઘેરે છોકરાં રોતાં હશે.

કણબણઃ—ભુંડી તારી જે હોય તે ! બોલ્યા વિનાની રે'જે, નીકર બેડું મારીશ માથામાં.

બ્રાહ્મણીઃ—તારે એકલીનેજ હાથ હશે; ને અમારા હાથ ભાંગી ગયા હશે ખરૂં ?

કણબણઃ—આ લે ત્યારે [ એટલું કહી બ્રાહ્મણીને ગાગર મારે છે. યશોધરા વચ્ચે પડીને કણબણના હાથ ઝાલે છે. ]

યશો :—[ પટાવાળાને ] અરે ભાઇ, તું ઉભો ઉભો હસી શું રહ્યો છે? આટલા વ્હેલા નળ બંધ કરીને બાઇઓનાં માથાં શીદ ફોડાવછ?

પટાવાળોઃ—ત્યારે કોરેકોરાં કેમ પાણી ભરવા હાલ્યાં આવે છે? અમારેય પેટ હોયને બાઇ?

[ તે વખતે રાજનો ઈજનેર આવે છે. ]

ઈજનેરઃ—[ પટાવાળાને ] આ ટાંકીમાં નકામું પાણી વપરાય છે. કાલથી ત્રણ ચકલીઓ બંધ કરજો.

યશોઃ—[ સામે આવી ] અરેરે સાહેબ, આવો હુકમ? આમ તો જુવો! ઓછી ચકલીઓને લીધે તો આઠે પહોર બિચારી સ્ત્રીઓ કજીઆ માંડે છે. એના વખતના વ્યયનો તો વિચાર કરો! અને એનાં બાળ બચ્ચાં ઉપર તો દયા રાખો! આવે બળબળતે વૈશાખ મહિને બાઇઓને ન્હાવા ધોવાની તો સગવડ નહિ, પણ પીવાના પાણીનો યે આટલો ત્રાસ!

ઈજનેરઃ—જુઓ બાઈ! તમે સમજો નહિ. પણ અમારી પાસે તો બધી હિસાબે વાત છે. હિસાબ ઉપરવટ કેમ જવાય?

યશોઃ—અરે સાહેબ! પાણીનોયે હિસાબ!

ઈજનેરઃ—હાજ તો બાઈ! તમે પાણીની ઉડાઉગીરી ચલાવો એ કાંઈ ચાલી શકે? દરેક માણસ દીઠ રોજના પાંચ લોટા પીવાના, that means પાંચ રતલ પીવાનું પાણી, પાંચ રતલ ન્હાવાનું: બે રતલ પોતીયું નીચોવવાનું: equal to total...

યશોઃ—ભાઈ! આવું તમારૂં ભણતર?

ઈજનેરઃ—કરકસર! કરકસર કરીને અમારે રાજને બચત બતાવવીજ જોઇએ બાઇ! પાણીમાં ને ધૂળમાં–અને હવામાં પણ કેમ નહિ! નહિ તો રાજ ડૂલ થઈ જાય. કૂવામાં પાણી ખૂટી જાય, જાણો છો?

યશોઃ—ભાઈ, તમે આટલું ભણતર ભણ્યા છતાં સાચા કૂવા ગાળવાને

બદલે કે તળાવોમાં નદીઓ વાળવાને બદલે લોટા લોટા પાણીનોજ હિસાબ કર્યા કરશો ?

ઈજનેરઃ—તમને હિસાબની ગમ નથી તેથી જ આમ બોલો છો. જાણો છો બાઈ, પચાસ વર્ષે આ મુલક મારવાડ જેવો નિર્જળો થઇ જશે ?

યશોઃ—નિર્જળો થશે તો તે પ્રભુની અવકૃપાથી નહિ, પણ તમારી ઉંધી કરકસરથી સાહેબ !

ઇજનેરઃ—Stupid woman ! કેવી નાદાન ઓરત ! એને શી ખબર હિસાબની વાતની ? ઉદ્ધત બાઇ, હિસાબ કરતાં શીખો. પછી તકરાર કરવા આવો. નહિ તો જાઓ ગામડામાં રહેવા. અથવા રીતસર અરજી કરવી.

યશોઃ—ગામડાંનો ત્રાસ ક્યાં આથી ઓછો છે ? ત્યાં તો બાઇઓ કૂવાની અંદર રાંઢવું બાંધીને ઉતરે છે ને છાલીયે છાલીયે પાણી ભરે છે તમે અરજી આપવાનું કહો છો, પણ બાઈ માણસોથી એ શી રીતે બને ?

ઇજનેરઃ—ન બને તો હું શું કરૂં ? તમે કાંઇ મને પગાર આપો છો, બાઈ ? પગાર તો રાજ આપે છે.

યશોઃ--રાજ ને રૈયત જુદાં છે કે સાહેબ ?

ઇજનેરઃ—બેશક; [ સ્વગત ] જરા બોલકણી લાગે છે !

[ ઇજનેર ચાલ્યા જાય છે. ]

યશોઃ—આજ તો તમો ચાલ્યા જાઓ સાહેબ, પણ હું તમને નહિ છોડું. યાદ રાખજો, અમારી સ્ત્રીજાતિને તમે દેવીમાંથી ડાકણ બનાવી રહ્યાં છો. બ્હેનો ! ઈશ્વરની દુહાઇ છે તમને, તમે વઢવાડ ન કરો. આપણાં સહુનાં ભાગ્ય નબળાં છે, એટલે પુરૂષવર્ગને આપણા સંતાપો સમજાતાજ નથી. અને રાજકારભારમાં તો સ્ત્રીને સ્થાન નથી. છતાં તમે ધીરજ ધરો.

કણુબણુઃ—ધીરજ શું ધરે કપાળ ?

બ્રાહ્મણીઃ—અરે બ્હેન ! રોજ રોજના ધડાકા ! ધીરજ તે કેટલીક હોય ?

યશોઃ—સ્ત્રીનો અવતાર એટલેજ અખંડ ધીરજ, બ્હેનો ! આપણે તો તપેશ્વરીઓ કહેવાઇએ. આપણે અકળાશું તો જગત ટકશે કેમ ? જોઇ આ ધરતી ? કેવી મુંગી મુંગી ભાર ઝીલે છે ! જોઇ આ વનસ્પતિ ? કેવી પવન, પાણી, ને તડકાના સપાટા સહે છે ! જોઇ આ ગાય કપાઇ જાય તોયે ભાંભરે છે ! એ બધી સ્ત્રીની જાતો છે. આપણે સૌએ તો સાથે રહીને પરસ્પરનાં દુઃખમાં ભાગ લેવાનો હોય.

[ બંને સ્ત્રીઓ જાય છે. ]

યશોઃ—ચાલો ગદુ, ચાલો માલતી.

માલતીઃ—હેં બ્હેન ! ઇજનેરની વહુ ઇજનેરને કાંઇ નહિ કહેતી હોય ?

યશોઃ—ઇજનેરની વહુને પાણી ભરવા નથી આવવું પડતું બ્હેન; એને તો ઓરડે ઓરડે નળ ખરા ને ?

ગદાધરઃ—મારી પાસે ભીમની ગદા હોત !

યશોઃ—તો શું, ગદુ ?

ગદાધરઃ—તો હું આ ઇજનેરનું માથુંજ ભાંગી નાખત.

યશોઃ—ના, ના, વીરા ! એવું ન થાય હોં ! એ બિચારો કાંઇ અંતરથી દુષ્ટ નથી; સાચો દોષ તો એના ભણતરનો છે. એ કરતાં તો તું ઝટ ઝટ ભણીને ઇજિનેર બની જા, અને પછી આ ગામમાં ઘણાં બધા નળ, ઘણાં બધા તળાવો, ઘણી બધી ગટરો, બાંધજે હો !

ગદાધરઃ—હા, હા, આ ગામમાં શું, પણ એકએક ગામમાં બાંધી દઇશ.

યશોઃ—શાબાસ મ્હારા ભાઇલા ! શાબાસ !

[ ત્રણે જણાં જાય છે. ]

## પ્રવેશ ૨ જો.

[ યશોધરાના ઘરનો પાડોશઃ યશોધરા ફળીમાં વાસીદું વાળે છેઃ ગદાધર ઝારી વતી એ વાળેલી ભોંય પર પાણી છાંટે છેઃ એ ઉપર માલતી કંકુના સાથીઆ પૂરે છેઃ સાથોસાથ ત્રણે જણા પ્રભાતીયું ગાય છે. ]

જાગીયે રઘુનાથ કુંવર, પંછી બન બોલે,

ચંદ્રકિરન શીતલ ભઈ, ચકઇ પિય મિલન ગઈ,
ત્રિવિધ મંદ ચલત પવન, પલ્લવ દ્રુમ ડોલે—જાગીયે૦

પ્રાત ભાનુ પ્રકટ ભયો, રજનિકો તિમિર ગયો,
ભૃંગ કરત ગુંજ ગાન, કમલન દલ ખોલે---જાગીયે૦

બ્રહ્માદિક ધરત ધ્યાન, સુર નર મુનિ કરત ગાન,
જાગનકી બેર ભયી, નયન પલક ખોલે—જાગીયે૦

તુલસીદાસ અતિ આનંદ, નિરખીકે મુખારવિંદ,
દીનનકો દેત દાન, ભૂષન બહુ ખોલે—જાગીયે૦

[ ગાતાં ગાતાં ગદાધર ને માલતી ચાલ્યાં જાય છે અને પાસેના ઘરમાંથી કણબીની એક આંધળી ડોશી લાકડીને ટેકે બહાર આવે છે. ]

ડોશીઃ—જસુ બે....નો !

યશોઃ—કાં માજી ! સવાર પડયું ? [ એમ પૂછતાં પૂછતાં ડોશીના હાથ ઝાલી પંપાળે છે. ]

ડોશીઃ—મ્હારે તો બ્હેન, સવાર પડયું ન પડયું બેય સરખું. મારે તો જસુ બ્હેન બોલે એટલે સોનાનો સૂરજ ઉગે.

યશોઃ—માજી રાતમાં રોતા'તાં કેમ ?

ડોશીઃ—બાપા, ભાઇએ મીલનાં સંચામાં આંગળાં વાઢયાં ને એની નોકરી તૂટી ગઇ. હવે ખાવું શું ? રળનારૂં કોઈ ન રહ્યું. [ એમ કહીને ડોશી રડે છે. ]

યશોઃ—અરે બિચારા ભાઇ ! રોવો મા માજી, વહુને હું દડી કરતાં ને છાયલાં છાપતાં શીખવીશ.

ડોશીઃ—અરેરે બેટા ! વહુ તો ગઇ.

યશોઃ—[ ચમકીને ] ક્યાં ગઇ ?

ડોશીઃ—કાલ રાતે ભાગી ગઇ.

યશોઃ—કોની સાથે ?

ડોશીઃ—શી ખબર માડી ! માણસ ક્‌હે છે કે મોટરમાં નાખીને કોઇક મુંગલા જેવા લઇ ગયા. હવે મારૂં શું થશે ભગવાન ! ઘણુંય ગામડે સુખે ખેડી ખાતાંઃ પણ દરબારે જમીન આંચકી લીધી, ને અમને શે'રનો મારગ સૂઝયો. [ રડે છે. ]

યશોઃ—માજી, તમે છાનાં રહો. મારામાં પ્રાણ છે ત્યાં સુધી તમને ભૂખ્યાં સૂવા નહિ દઉં હો માજી ! હું તમને કાલાંની ગાંસડી લાવી આપીશ ને તમે બેઠાં બેઠાં ફોલજોઃ હું પાછો કપાસ પહોંચાડીને તમારા પૈસા લઈ આવીશ.

ડોશીઃ—અહોહો બાપા ! અમારી આંધળાની લાકડી ! તારો ગણ ક્યારે...

યશોઃ—માજી, ગુણ તો પ્રભુના ગાઇએ. તમે મુઝાશો મા. [ ડોશી ઘરમાં જાય છે અને યશોધરા બાજુની ઓરડીને બારણે જાય છે ]

યશોઃ—ત્રિવેણી બ્હેન ! ઓ ત્રિવેણી બ્હેન ! કેમ છે ?

ત્રિવેણીઃ—[ બહાર આવીને ] પાછો તાવ ચડયો છે. અરેરે ! આજ રોટલા શી રીતે કરીશ ? હમણાં બહારથી આવશે ને બિચારા જીવ ખાશે શું ? હજુ એનાં લુગડાંએ ધોવાણાં નથી મેલે લુગડે ને ભૂખ્યે પેટે એ તો નોકરીએ ચાલ્યા જશે.

યશોઃ—મારા ભાઇને ભૂખ્યા નહિ જવું પડે. મારે ત્યાં રસોઈ તૈયાર થવા આવી છે. તમે મુંઝાઓ મા. અને ભનુ ક્યાં ?

ત્રિવેણીઃ—સૂઈ ગયો.

યશોઃ—કેમ અત્યારમાં ?

ત્રિવેણીઃ—મારા હાથનો સુંડલો એક માર ખાઇને.

યશોઃ—શીદ માર્યો ?

ત્રિવેણીઃ—દૂધ ! દૂધ ! કરતો કજીયે ચડયો હતો તેથી દાઝ ચડી બ્હેન, શું કરૂં ?

યશોઃ—દૂધ તો મેં લાવી આપ્યું હતું ને ?

ત્રિવેણીઃ—એ તો આપ્યું. પણ ચાખીને ક્‌હે કે એ તો ખાટું છે.

યશોઃ—[સ્વગત] હે પ્રભુ ! જે દેશમાં છોકરાં ભૂખથી ન સૂઈ શકતાં હોય

 

તેથી એને મારીને સૂવાડી દેવાં પડે, એ દેશની કર્મકથની કોને જઈને કહેવી? ગામમાં હાંડા ને હાંડા દૂધ આવે, તેને કોણ તપાસનાર છે? છોકરાનાં પેટમાં દૂધ નહિ પણ એકલો શેગજ રેડાય છે. અને એવી કમદશા પણ આ દૂધ ઘીની નદીઓવાળા દેશમાં! [પ્રકટ] હશે બ્હેન, બીજું દુધ લાવી આપું?

ત્રિવેણીઃ—કાંઇ નહિ.

યશોઃ—કાં?

ત્રિવેણીઃ—બેજ પૈસા રહ્યા છે તે એની બીડીઓ લાવી આપજો.

યશોઃ—દૂધ કરતાં બીડી વધુ જરૂરની!

ત્રિવેણીઃ—શું થાય બ્હેન! બિચારા ભાયડાઓને તો બારબાર કલાક કારખાનામાં કામ કરવું પડે, તેથી થાક ઉતારવા માટે જોઈએ જ ને? દૂધ વગર છોકરાં ક્યાં મરી જાય છે?

યશોઃ—સાચું! સાચું! મરતાં નથી પણ જીવતાં મરેલાંજ છે. લાવો તમારી શીશી, દવા લાવી દઉં.

[શીશી લઈને યશોધરા જાય છે.]

## પ્રવેશ ૩ જો.

[દિવાન સાહેબની ખાનગી કચેરી]

દિવાનઃ—તારૂં નામ યશોધરા?

યશોઃ—હા જી.

દિવાનઃ—તું હમણાં હમણાં બહુ તોફાનો મચાવે છે. એવો તારી સામે મારાં તમામ ખાતાનો પોકાર છે બાઈ!

યશોઃ—આપ જેને તોફાનો કહો છો તેને હું ફરીયાદો કહું છું, સાહેબ.

દિવાનઃ—ગઈ કાલે તેં દવાખાનાના કંપાઉન્ડરને છૂટી શીશી મારી, માથામાં જખમ કર્યો એ વાત સાચી છે કે નહિ?

યશો:–હા; અને એ નિર્દય માણસે એક નાના બાળકની જનેતાનો જીવ લીધો તે વાત પણ સાચી છે.

દિવાન:—જીવ લીધો? શી રીતે?

યશો:—પૈસા વગર દવા ન આપી; અને વખતસર દવા ન મળવાથી મારી બચ્ચરવાળ પાડોશણ ન્યુમોનીઆમાં સપડાઈ મરી ગઇ; અને છોકરૂ પણ મુવેલી માતાની છાતી ચૂસતું ચૂસતું ઉકલી ગયું.

દિવાન:—એટલા માટેજ તેં શીશીનો ઘા કર્યો?

યશો:—એટલા માટે તો એને આપે ફાંસીનો હુકમ કરવો જોઇએ.

દિવાન:—પરમ દિવસે તેં માણેક-ચોકના મેમણને કેમ છુરી મારી?

યશો:—પુરૂષો જે સાંભળતાં કે આચરતાં નથી લાજતા, તે હું અબળા, કહેતાં લાજી મરૂં છું. મહારાજ, તમે કલ્પી લેજો.

દિવાન:—બાઇ, રાજ્ય કરવામાં કલ્પના ન ચાલે, સ્પષ્ટ બોલો.

યશો:—સાંભળો ત્યારે; કળીયાની નિરાધાર પાડોશણ છે: એનાં દીકરાનાં આંગળાં કપાયાં, એટલે મીલમાંથી એને રજા મળી છે એ ડોશી માટે મેં ઘરહુન્નર ગોત્યો, અને મેમણની દુકાને દડીઓ કરવાના આંટલાં લેવા જતી. મેમણે મારા ઉપર કુદૃષ્ટિ કરી; એનો જવાબ મેં ખંજરથી વાળ્યો.

દિવાન:—તો તમારે પોલીસમાં ફરીયાદ કરવી હતી

યશો:—ફરીયાદ! બધી વાતમાં બસ ફરીયાદજ કર્યા કરવી? અબળા જાત ફરીયાદ કરવા જઇ શકે એવો શું આંહી સતજુગ ચાલે છે મહારાજ? અને અબળાનું જીવતર એ શું રૂપીઆની થેલી છે, કે ફરીયાદ કર્યે પાછી મળે?

દિવાન:—પણ તમારાથી ખંજર રખાયજ કેમ?

યશો:—હજુ તો એવો યુગ ચાલ્યો આવે છે કે જ્યારે મારી એકે એક બ્હેનની કમ્મરમાં ખંજરો લટકશે.

દિવાન:—[ સ્વગત ] કેવી હિમ્મતવાન સ્ત્રી! એનો તાપ નથી રહેવાતો. [ પ્રકટ ] અને તમે ચાર દિવસ પ્હેલાં રેલ્વેની ટીકીટ ઓફીસે શી ધમાલ મચાવેલી?

યશો:—મહારાજ ! જ્યાં જુઓ ત્યાં સ્ત્રીજાતિનું લોહી હળવું દેખાશે. બે બચ્ચાં કેડમાં લઇને એક બાઈ ધારાનગર જતી હતી. એનો જુવાન છોકરો ત્યાં મરણ પથારીએ પડયો હતો બાઇ ગાડી ચુકે તો દીકરાનું મોઢું ન ભાળે. વખત ભરાઈ ગયો. ટીકીટની બારી પણ ગાડી આવી ત્યારેજ ઉઘડીઃ અને પછી ટીકીટ માસ્તર કહે કે સળંગ ટીકીટ ન દઉં. એ બાઈના કાલાવાલા કાને પડત તો તમે પણ રડી જાત, મહારાજ !

દિવાનઃ—અમે રડીએ તો રાજ ન ચાલે; પછી શું થયું ?

યશોઃ—પછી શું ? મ્હેં ટીકીટમાસ્તર સાથે વઢીને તેને સળંગ ટીકીટ અપાવી. બીજી બાજુ એક કોળી જાતની બાઈ ડબ્બાને બારણે બારણે દોડે, પણ ઉતારૂઓ ઢેઢ ! ઢેઢ ! કહીને ધકકે મારે. ત્રીજી બાજુ પોલીસના સાહેબનો સરસામાન ભરવા સારૂ રેલ્વેવાળા અંતરીયાળથી ઉતારૂઓને ઉતારી મેલી એક ડબા ઉપર 'રીઝર્વ્ડ' નું પાટીયું મારવા આવ્યા.

દિવાનઃ—અને તમે પાટીયું ફેંકી દીધું ?

યશોઃ—હા મહારાજ, સાંકળ પણ ખેંચી; અને જરૂર પડત તો એંજીન આડે પથારી પણ કરત !

દિવાનઃ—[સ્વગત] મારી રૈયતમાં આવી તાકાત જાગે, તો મારો કારભાર કેવો નિર્મળ ને કેવો સરલ થઈ જાય ! મારા મનોરથો પાર કરવા જાણે કોઇ શકિત અવતરી લાગે છે. વાહ પ્રભુ ! [પ્રકટ] અને તમે ઈજનેરનું અપમાન શા સારૂં કર્યું ?

યશોઃ—અપમાન નથી કર્યું, આજીજીઓ કરી છે. મહારાજ તમારાથી એ બધુ નહિ સમજાય. ફકત ચારજ દિવસ મારાં બા સાહેબને મારે ઘેર રહેવા મોકલો. પછી એને જાણ થશે કે આ રાજ્યની અબળાઓને ન્હાવા ધોવાનાં, પેશાબ ઝાડે જવાનાં અને અસૂર સવાર બહાર નીકળવાનાં શાં શાં સંકટો છે. એને એ સમજાશે, આપને નહિ સમજાય. આપ પુરૂષ છો.

દિવાનઃ—અમે પુરૂષ થયા એ શું અમારો અપરાધ છે?

યશોઃ—ના, અમારા હતભાગ્ય છે.

દિવાનઃ—ઠીક, જાઓ, કજીઆ કરશો નહિ.

યશોઃ—મારાં બા સાહેબને તેડવા કયારે આવું ?

દિવાનઃ—[હસીને] એ હું કહેવરાવીશ, જાઓ. [ યશોધરા જાય છે ]

દિવાનઃ—[સ્વગત] છોકરી સાચું કહી ગઇ. સ્ત્રીજાતિના સંતાપો હું મારી ઘોડાગાડીમાંથી બેઠો બેઠો નહિ સમજું પણ મારી સ્ત્રી જશે ખરી ? એનું અંતર બળે તો છે જ. એમાં પણ આ છોકરીનો સહવાસ એને પીગાળી નાખશે. કેવી પ્રતાપવંત કુમારિકા ! મને મારી ગયેલી દીકરી સાંભરે છે. જાણે એ જ ! હજી હું એને તાવી જોઇશ, ને પછી મારી દીકરી કરી સ્થાપીશ.

## પ્રવેશ ચોથો.

[ યશોધરાનું ઘરઃ ઓરડામાં યશોધરા એકલી અગરબત્તી પ્રકટાવી નિરાકાર પ્રભુની પ્રાર્થના કરે છે. એના મુખમંડલ પર સ્ત્રી-ઉદ્ધારની ચાલી આવતી ઉષાનાં અજવાળાં છવાયાં છે. ધીમે ધીમે પ્રભુ-પ્રાર્થના કરવામાં એ તલ્લીન છે. ]

રમ્ય મૂર્તિ નાથની શી દૃષ્ટિએ તરી રહી
દિવ્ય કાંતિ કાંત કેરી હૃદયમાં રમી રહી !
જોઉં વાયુમાં ઉડંતી જોઉં વારિમાં તરંતી
આસપાસે એ હસંતી જ્યાં ત્યાં વિલસી રહી-રમ્ય૦

[ નેપથ્યમાં અવાજ થાય છેઃ "દોડો ! દોડો ! બળું છું, રે બળું છું !" ભજનમાં ભંગ પડે છે. યશોધરા ચોંકી ઉઠે છે. ત્યાં ગદાધર દોડતો આવે છે. ]

ગદાધરઃ—[હાંફતો હાંફતો] જસુ બ્હેન ! જસુ બ્હેન ! લીલાવતી સળગી જાય છે. દોડો, દોડો !

યશો:—લીલાવતી સળગી ! હાય પ્રભુ ! પાપીઓએ આખરે સળગાવી ? દોડો, દોડો !

[ યશોધરા એમ ને એમ દોડે છે. નેપથ્યમાં કોલાહલ થાય છે. થોડીવારે ગદાધર પાછો દોડતો આવે છે ]

ગદાધર:—માલતી, ઓ માલતી ! આપણે રઝળી પડયાં. [ રડે છે ]

માલતી:—[ દોડતી આવીને ] કેમ વીરા ? શું છે ?

ગદાધર:—જસુ બ્હેન બળી ગઈ.

માલતી:—હેં ! શી રીતે ?

ગદાધર:—લીલાવતી સળગી તેને ઓલવવા જતાં ! ઓ મારી બ્હેન ! ઓ બ્હેન !

માલતી:—છાનો રહે વીરા ! મુંઝા નહિ. હમણાં બ્હેનને આરામ થશે. ક્યાં છે ? ચાલ તો.

[ ત્યાં તો સામેથીજ બે ખાટલામાં બે દાઝેલી સ્ત્રીઓને સ્વયંસેવિકાઓ ઉપાડી લાવે છે. એક યશોધરા છે. બીજી લીલાવતી છે. બન્ને હજુ જીવે છે. પોલીસ ફોજદાર લીલાવતીના પતિને અને અન્ય સાસરીયાંને હકીકત પૂછે છે. ]

પહેલો સીપાઇ:—સાહેબ, આ પેલી બળતી હતી તે સ્ત્રી લીલાવતી, અને તેને બચાવવા જતાં પોતે સળગી ગયેલ આ બાઇ યશોધરા.

બીજો સીપાઇ:—અને આ લીલાવતીનો પતિ, સાહેબ !

ફોજદાર:—આ બાઈ કોણ છે ?

પતિ:—મારી સ્ત્રી હતી.

યશો:—[ વેદનાભરપૂર સ્વરે ] હતી ! ઓ ! બસ હતી કે !

ફોજદાર:—તું શાંત રહે બાઇ. હાં, તે એ શી રીતે સળગી ?

પતિ:—[ ઠંડે કલેજે ] પ્રાઇમસ સળગાવવા જતાં સાડલો દાઝયો જણાય છે.

ફોજદાર:—[ લીલાવતી પ્રત્યે ] હેં બાઇ ! તું શી રીતે સળગી ?

લીલાવતી:—એ સાચું કહે છે હું પ્રાઇમસ...

યશો:—[ પાથારીમાંથી જોર કરીને બેઠી થઈ. ] જૂઠું ! જૂઠું ! જૂઠું ! હું ઓલવવા ગઇ ત્યારે આ પિશાચો એને સળગાવતાં ઉભાં હતાં. બાઇ દોડતી હતી. પણ એ રોકી રાખતાં હતાં. એ....જૂઠી વાત ! આજ સવારે એ પાણી ભરવા જતી હતી ત્યારે પણ રડતી હતી. મારી ભીંતે ઉભીને મને કહેતી હતી કે "જસુ બ્હેન ! આવજો !"

લી૦ નો પતિ:—એ બાઈ નકામી લવરી કરે છે. આપ જુઓ, પ્રાઇમસ ત્યાંજ પડયો છે.

યશો:—ફોજદાર સાહેબ, એ પાછળથી મૂકેલો છે. એ બધી કપટજાળ છે. લીલીને રોજ માર પડતા. એના રૂદન સાંભળી અમે પણ સૂઇ નહોતાં શકતાં.

લીલાલતી:—જસુબેન, શા સારૂ મારી છેલ્લી ઘડી બગાડો છો ?

યશો:—તારી ઘડી બગાડું છું, તે બીજી તારા જેવી હજારો બ્હેનોની ઘડી સુધારવા માટે લીલી ! તું હિંદુનારી છે. હું જાણું છું કે તું પ્રભુની પાસે પણ જૂઠું બોલીશ. પણ તું યાદ રાખ હું તારી સાથોસાથ પ્રભુના દરબારમાં પણ તારી વિરુદ્ધ સાક્ષી દેવા આવું છું. ઓ ! ઓ ! ઓ ! [ દિવાન દાક્તર વગેરે અન્ય સહુ આવી પહોંચે છે. દિવાનના હાથમાં ચંદ્રક છે. ]

દિવાન:—યશોધરા ! દીકરી ! તને ચંદ્રક આપવા સભા ભરાણી છે. અને શું પ્રભુને આવું કરવું ગમ્યું ?

યશો:—બાપુજી ! દુભાશો ના, મને તો પ્રભુજીએ અમૂલ્ય ચંદ્રકો દીધા છે. આમ જુવોને ! [ પોતાના શરીર પર પડેલા વ્રણો બતાવે છે. ]

દિવાન:—સાચી વાત દીકરી ! ઇશ્વરને અમારી ઈર્ષ્યા થઇ.

[ દિવાન આંખો લૂછે છે ]

યશો:—બાપુજી !

દિવાન:—બોલ બેટા !

યશોધરા:—છેલ્લી યાચના—

દિવાન:—કહે બ્હેન.

યશો:—સ્ત્રીઓને ન્હાવા ધોવા ચાર નવા ઘાટ....

દિવાનઃ—બીજું ?

યશોઃ—પાણી ભરવાની ચાર ટાંકી.

દિવાનઃ—પછી ?

યશોઃ—બચ્ચાંને ખાતર, ગામના દૂધના સસ્તા ભાવ બાંધી દ્યોઃ દૂધના સેળભેળ ઉપર જાપ્તો રખાવો...

દિવાનઃ—પછી બ્હેન !

યશોઃ—એકસો પથારીવાળું સુવાવડખાનું.

દિવાનઃ—કબૂલ. પછી ?

યશોઃ—રાજના નોકરોની વિધવાઓને અને અન્ય નિરાધાર વિધવાઓને નામનું જ નહિ, પણ પોષણ પૂરતું પેન્શન. બસ બાપુજી! થઇ શકશે ?

દિવાનઃ—મારી સમાપ્ત થતી નોકરીને ટાણે એટલું પણ નહિ કરૂં તો ઈશ્વરને શો જવાબ દઇશ? બ્હેન, હું બાપુ સાહેબને મનાવી લઇશ.

યશોઃ—ઠીક ત્યારે બાપુજી ! ભાઈ બ્હેનો ! રજા છે ?

[ એની પથારીને વળગી વળગી ડોશીઓ, સ્વયંસેવિકાઓ ને બચ્ચાંઓ વગેરે રડે છે. ]

યશોઃ—ન રડો બાપુ, હું નથી મરતી. મારો પ્રાણ તમો સહુમાં ઢલવીને માત્ર મારૂં ખોળીયું જ ચાલ્યું જાય છે. ન રડો.

ગદાધર ને માલતીઃ—બ્હેન, અમારૂં શું ?

યશોઃ—તમારૂં શું ? આખી વસ્તીમાં તમને તો ઘેરેઘેર જસુ બ્હેન મળી રહેશે. રડો ના બાપા ! અને ગદુ ! તું મોટ્રો ઇજનેર થાજે હો ! મોટાં સરોવરો બાંધજે. અરે ના, ના ! મારા બહાદૂર વીરા ! તું તો હનુમાનજતિ જેવો બનીને આજે અનેક રાવણોના પંજામાં સપડાએલી સીતામાતાની પુત્રીઓને છોડાવવા જઈશને ? અને માલતી ! તું સરસ્વતી બનીને આપણી બ્હેનોને સદા સુવિદ્યા આપજે હો ! પ્રભુ ! પ્રભુ ! પ્રભુ !

[ એના પ્રાણ છૂટી જાય છે. સહુ આંખો મીચી, હાથ જોડી, મૂંગી પ્રાર્થના કરે છે. પડદો પડે છે. ]



# પતંગિયાં

સંપાદકઃ જમુ દાણી

પતંગીયાં એટલે કલ્લોલ
પતંગીયાં એટલે તનમનાટ
પતંગિયાં એટલે બાલગીતો.

કલાભરી છપાઇ. સુંદર ચિત્ર.

૦-૧૦-૦ પોસ્ટેજ સાથે ૦-૧૧-૦



# બાલદર્શન

લેખકઃ પ્રેમયોગી.

બાલજીવન અને બાલમાનસનો અભ્યાસ-પરિચય.

૦-૮-૦ પોસ્ટેજ સાથે ૦-૯-૦



# ઉલ્લાસ

ન્હાનાં બાળકોનાં પોતાનાંજ લેખોનો અને
ચિત્રોનો આ સંગ્રહ નવોજ છે.

ઑક્ટોબરમાં પ્રગટ થશે.

૦-૪-૦

પ્રકાશકઃ **ધી ન્યુ ઇરા સ્કુલ, મુંબઈ ૭.**

પ્રિંટર્સઃ—વી. પ્રભા એન્ડ કું., મુંબઇ ૪.

By S. P. VARDE, at Prabhakar Press, Sandhurst Road.